નં ગુજરાતી વાર્તા સીરીઝ—

# પુષ્પહાર.

પ્રયોજક,

**ચંપકલાલ ગીરધરલાલ જરીવાળા**

બેગમપુરા—સુરત.

**વાર્ષિક મૂલ્ય માત્ર બાર આના.**

(પોસ્ટેજ સાથે વી. પી. જુદું)

બારમું પુષ્પ.

**શાન્તિલાલ**—ભાઇ મારે માટે એક વાર મહેનત લે. હું કાલનો ભૂખ્યો છું.

**રામો**—"ભૂખ્યો હોય, તેમાં હું શું કરૂં? કેટલાએ લોક આવે છે, અને કહે છે કે 'હું ભૂખ્યો છું, હું ભૂખ્યો છું.' પણ જ્યાં એક પૈસો મળ્યો, કે ભાગે શરાબખાનાનો રસ્તો શોધવા!

**શાન્તિલાલ**—તારે ન કહેવું હોય તો ન કહે, પણ તારી આ વાત હું સહન કરી શકતો નથી. શું મને પણ તું તેમના જેવોજ સમજે છે વારૂ?

**રામો**—હું એ કંઈ સમજતો નથી. ઘણું બોલવાથી કશું થનાર નથી. ગરજ હોય તો છાનોમાનો બેસી રહે, નહિ તો બીજે દરબાર જુઓ. જ્યારે સરકાર સુઇ ઉઠશે, ત્યારે સમય જોઈ તમારી ખબર આપીશ. અહીં કંઇ કોઇ તમારો નોકર નથી, જે આંખ બતાવો છો.

રામાની વાંકી વાતો સાંભળી **શાન્તિલાલ** પોતાની સ્થિતિનું સ્મરણ કરી ચૂપ થઇ ગયો. આખરે દીન થઈ બેઠકના એક ખણામાં જઇ છાનોમાનો બેસી રહ્યો. **રામો** અને બીજા નોકરો બધા પગ આડા કરી સુઇ ગયા.

સન્ધ્યાનો સમય આવી પહોંચ્યો. **શાન્તિલાલનું** ઘર ત્યાંથી જરા દૂર હતું. અંધારી રાત છે, એમ જાણી **શાન્તિલાલ** ત્યાંથી ઘેર જવાને માટે ઉભો થયો. એટલામાં અંદરથી રામાની બૂમ પડી. દાક્તર સાહેબ જાગ્યા છે, એમ જાણી **શાન્તિલાલ** થોભ્યો.

રામો ઘાડી ઉંઘમાં હતો. પરન્તુ બીજો એક નોકર જાગતો હતો. તેણે વિચાર્યું, રામાના ન બોલવાથી હવે મને બોલાવશે, તેથી તેણે રામાને હલાવી જગાડયો. રામો આંખ ચોળતો બોલ્યો, "જી સરકાર, આવ્યો, હાજર છું." એમ બોલતો તે અંદર ગયો.

રામાને અંદર જતો જોઇ શાન્તિલાલે જરા દબાયલે સ્વરે કહ્યું, "ભાઇ ઠાકોર સાહેબને જરા મારી પણ ખબર કહી દેજે."

રામો—તમે હજી સુધી બેઠાજ છો?

એમ કહી રામો અંદર ગયો. રામાને આવતો જોઇ ઠાકોર સાહેબે કહ્યું, "ખબર પણ નથી? આજ શનિવાર છે? થોડીવારમાં શ્યામલાલ, ચન્દ્રવદનભાઇ, મુનસી માખણલાલ અને મોલવી સાહેબ વગેરે આવી પહોંચશે. એમને માટે બધી ગોઠવણ તૈયાર રાખી છે કે?

રામો—સામાનની તો મને કશી ખબર નથી. પણ એક બોટલ **પોર્ટ** અને એક બોટલ **શેરી** તો રાખી છે.

ઠાકોર સાહેબ—"કેમ રે! **શેરી** તો ત્રણ બોટલ હતી ને?"

બે બોટલ તો રામાના પેટમાં હજમ થઇ ચૂકી હતી.

રામો—એટલા માટે તો હું એ સહુ ચીજો મારી પાસે રાખવા નથી ચ્હાતો. પેલે દિવસે પાંચ બોટલ વપરાઇ હતી. હજૂરને કશું યાદ તો રહેતું નથી, અને પછી બધો જુમ્મો મારે શિર ચઢાવે છે. હિસાબ આપતાં આપતાં તો મારો જીવ ગભરાઇ જાય છે.

ઠાકોર—તે દિવસે પાં......ચ બોટલ વપરાઈ હતી?

રામો—હા. હજુર તાબેદાર શું ત્યારે જૂઠું બોલે છે!

ઠાકોર—આટલું છતાં પણ શ્યામલાલ કહે છે કે તે બાપની બ્હીકથી તથા પ્રાયશ્ચિતમાં શિર મુંડાવવાના ભયથી ઓછી પીએ છે. આજ સહુથી પહેલાં હું એનીજ અજમાયશ કરીશ. જોઉં છું તો ખરો એ કેટલો પીએ છે! (ખડકીની બહારની બેઠક તરફ ડોકાવી) હ્મણે બહાર કોણ ઉભું છે?

રામો—સરકાર, તે એક ગરીબ માણસ છે. હજુરે એને કંઇ આશ્રય આપવા કહ્યું હતું, તેથી તે આવ્યો છે. કહે છે કે આજ એને ઘેર કશું ખાવાનું નથી.

ઠાકોર—આજ એને જવાને કહો. આજ મારી તબીઅત સારી નથી. કાલે પાછલે પહોર અહીં આવે.

શાન્તિલાલ બહારથીજ ઠાકોર સાહેબની સર્વ વાતો સાંભળતો હતો. રામાના કંઇ કહ્યા વિનાજ તે ત્યાંથી ચાલતો થયો. ઠાકોર સાહેબે પોતેજ શાન્તિલાલને સારો આશ્રય આપવાનું કહી બોલાવ્યો હતો. તેથી તેને પૂરો ભરોસો હતો કે આજે ખાલી હાથે પાછું ફરવું પડશે નહિ. કિન્તુ ઠાકોર સાહેબની મ્હોંની વાતો સાંભળી તે હતાશ થયો. સંસારમાં આશા ભંગ થવાથી કેટલું દુઃખ થાય છે, એ તેજ સમજી શકે કે જેને દૈવયોગે નૈરાશ્યજનિત દુઃખ સહન કરવાનો અવસર પ્રાપ્ત થયો હોય. લેખિની દ્વારા એનું વર્ણન થઈ શકતું નથી.

**શા**ન્તિલાલ બિચારો કરે પણ શું? તે પસ્તાતો પસ્તાતો ઘેર પાછો ફર્યો. આવી બધી વાત **પ્ર**તિભાને કહી સંભળાવી.

**પ્ર**ભાને કોઇ પણ રીતે જાણ થઇ ચૂકી હતી કે આજે **શા**ન્તિલા.. ઘરમાં કંઇ પણ ખાવાનું નથી. તેથી સાંજ થતાં બારણાં આગળ ઉભા રહી તેણે **શા**મીને પૂછ્યું.

" **શા**મી, **આ**જે તમારે ત્યાં ખાવાનું શું બનાવ્યું ?"

**શા**મી—ધન્ય ભાગ્ય! આજ ઘણે દિવસે તું પૂછવા આવી છે! બનાવે શું ? જે ભગવાનની મરજી હશે તે બનાવ્યું !

શાન્તિલાલે **શા**મીને કોઈ સાથે વાત કરતી સાંભળી પૂછ્યું. "**શા**મી ! કોની સાથે વાત કરી રહી છે ?"

**શા**મી—તમારી ભાભી પૂછે છે કે 'આજ તમારે ત્યાં ખાવાનું શું બનાવ્યું ?'

**શા**મીની વાત સાંભળી શાન્તિલાલનું આખું શરીર ક્રોધથી અગ્નિની માફક સળગી ઉઠ્યું. તેણે પ્રતિભાને ઉંચે સ્વરે કહ્યું, 'જોયું આચરણ ! ભાભીની વાત સાંભળી કે ? ચંડાલ પણ કોઈ સાથે આવો વર્તાવ કરશે નહિ. જાઉં છું ભાઇને કહેવાને. જોઉં છું એ પણ શું કહે છે ?"

**પ્ર**તિભા—નહિ, જવાનું કંઈ કામ નથી. એના મનમાં આવે તે છો કહે. એની વાત પર ધ્યાન નહિ આપવું, એજ સારૂં છે.

**શાન્તિલાલ**—એની અકકલ તો જુઓ. એની શયતાની તો જુઓ.

એમ કહેતો **શાન્તિલાલ** ઉભો થયો. **પ્રતિભાએ** **શાન્તિલાલને** હાથ પકડી બેસાડવા માંડયો. અને કહ્યું, "તમે શું કરો છો? એ સર્વ વાત ન સાંભળી કરી દો. ગમે તે કહે, આખરે એ મોટાંજ છે ને!"

**શાન્તિલાલ**—તે મોટી કેવી? મોટાપણાંના એનામાં શું લક્ષણ છે, તું ખસ, મને જવા દે ભાઇને કહેવા. જોઉં તો ખરો, તે એને માટે શું કહે છે?

એમ કહી **શાન્તિલાલ** **પ્રતિભા** પાસે પોતાના હાથ છોડાવી ખુબ જોરથી ભાઇ, ભાઇ કરતો **કાન્તિલાલના** ઘર તરફ ગયો.

**પ્રભા** **શાન્તિલાલને** આવતો જોઇ બનાવટી ભયનો દેખાવ કરતી દોડતી, હાંફતી અને કમ્પતી પોતાના ઘરમાં જઇ કમાડ બંધ કરતાં બોલી, "જુઓ, જુઓ, તમારા ભાઇ દારૂના નશામાં ચકચૂર થઇ મને મારવા આવ્યા છે."

**કાન્તિલાલે** **શાન્તિલાલના** બોલ સાંભળી કહ્યું, "કોણ છે?"

**શાન્તિલાલ**—હું છું. ભાઇ આપની પાસે ઇન્સાફ કરાવવા આવ્યો છું. જુઓ ભાભીના મનમાં જેમ આવે છે, તેમ બકે છે. તે કહેવા જેવી, ન કહેવા જેવી સહુ વાત બોલી દે છે.

**પ્રભા**—આ જોયું! જો દારૂ ન પીધો હોત તો આવી ગળત વાત કહેતે ખરા કે? તમે તો જુઓ છો, હું ઘરમાં છાની માની પડી રહું છું. કોઇ સાથે બોલતી પણ નથી.

**કાન્તિલાલે** ખીજવાતાં કહ્યું, "અમારે ત્યાં આવી પાગળપણાંની વાતો ન ચાલે. અત્યારે છાનામાના જઈ સુઈ જાઓ. જે કંઇ કહેવું હોય તે કાલે સવારે મને કહેજો."

**શાન્તિલાલ**—ઉલટો મને પાગળ બનાવો છો. પાગળ તમે કે હું ?

**કાન્તિલાલ**--શું તું મને પાગળ કહે છે ? નિકળ **અહીંથી**. આવી વાત ફરીથી બોલશે, તો જે ઘર આપ્યું છે, તે પણ લઈલઇશ.

**શાન્તિલાલ**—ઘર આપ્યું છે ? તે જાણે મને ખેરાત કીધું છે?

**કાન્તિલાલ** ક્રોધથી ધ્રુજતાં ધ્રુજતાં બોલ્યો, "તું ચૂપ રહે. જો બહુ પાગળપણું બતાવશે તો અત્યારે થાણામાં મોકલાવી દઇશ. અહીં કોઈ છે, જે આને પકડી થાણામાં લઈ જાય."

**શાન્તિલાલ**—બીજાને શી ગરજ પડી છે, ખુદ તમે શા સારૂ નથી આવતા ?

એ સાંભળી **કાન્તિલાલ** કપડાં સંભાળતો કમાડ ખોલી બહાર આવ્યો. કાન્તિલાલના બહાર આવ્યા પહેલાંજ **પ્રતિભા** આવી **શાન્તિલાલનો** હાથ પકડી પોતાના ઘરમાં લઈ ગઇ. જો તે **શાન્તિ**-લાલને ન લઇ ગઈ હોત, તો બંને ભાઇઓમાં આજે જરૂર કંઈ નવું જુનું થયા વિના રહેત નહિ.

**શાન્તિલાલને** ઘરમાં લાવી **પ્રતિભાએ** કમાડ બન્ધ કરી દીધાં. કેટલોક વાર સુધી તો **શાન્તિલાલ** ક્રોધનો માર્યો છાનો માનો બેસી

રહ્યો. તે પછી રડતો બોલ્યો, "હવે અહીં રહેવું મુનાસિબ નથી. દુષ્ટોની સંગતમાં રહેવા કરતાં નર્કમાં રહેવું સારૂં છે. હું હવે અહીં ત્રણ દિવસથી વધારે રહી શકીશ નહિ. આ ઘરથી જંગલમાં વાસ કરવો હજાર દરજ્જે સારો છે."

પ્રતિભા રડતી રડતી બોલી–જે આપણા ભાગ્યમાં લખ્યું હશે તે ભોગવવુંજ પડશે ! જઇશું કયાં? અન્યત્ર જવાથી શું વળે? જે કંઇ કષ્ટ ભોગવવાનું હશે, તે આપણે અહીં રહીનેજ ભોગવશું. તમે અહીંથી કયાંએ ચાલ્યા જશો, તો હું અહીં એકલી શી રીતે રહીશ?

શાન્તિલાલ—હું તને સાચું કહું છું. મારી વાત પર તું વિશ્વાસ રાખ. હું મારે માટે જરા પણ શોચ કરતો નથી. મારૂં અંતર જે કંઇ દુઃખથી વળોવાય છે, તે તારૂં અને જયન્તનું. તમને બંનેને જોઇ મારૂં ધીરજ જતું રહે છે. જો તું આ ભાગ્યહીનના હાથમાં ન પડી હોય તો તને આટલું બધું કષ્ટ શા સારૂ સહવું પડત? અને મને પણ આટલી ચિન્તા શા માટે હોત?

આ સાંભળી પ્રતિભાનું દુઃખ બેહદ વધ્યું. એની બંને આંખોમાંથી આંસુના પ્રવાહ વહેવા લાગ્યા. કંઠ રૂંધાઇ ગયો. એણે કંઇ બોલવાની ઇચ્છા બતાવી, પણ મ્હોંથી બોલ ન નીકળ્યો. ડાબો હાથ સ્વામીની ખાંધ પર નાંખી તે જમણે હાથે પોતાના લૂગડાં વતી પોતાના આંસુ લૂછવા લાગી.

શાન્તિલાલે હાથ પકડી પ્રતિભાને પોતાની બગલમાં બેસાડી, અને પ્રેમ ભરી નજરે તેના મ્હોં તરફ જોઇ કહ્યું, "મારા દુઃખમાં

વધારો ન કર. જો તું મને આટલું ન ચહાતી હોત, મારી આજ્ઞા પ્રમાણે ચાલતી ન હોત, મારાં દુઃખથી દુઃખી થતી ન હોત, બીજી કર્કશા સ્ત્રીઓની પેઠે મારી સાથે લડતી ઝગડતી હોત, યા મારી વાત ન માનતાં જેમ મનમાં આવે તેમ કરતી હોત, તો મને આજ આટલું દુઃખ ન થાત! મેં આજ સુધી તને કંઇ પણ કહ્યું નથી, પણ આજે કહું છું. તેં જ્યારે જ્યારે તારાં ઘરેણાં મને વેચવા માટે આપ્યાં છે, ત્યારે ત્યારે મને એવુંજ માલૂમ પડતું કે જાણે મારૂં એક એક અંગ કપાઇ જાય છે, પણ શું કરૂં? ન વેચું તો ઘર શી રીતે ચાલે? અન્તર્યામી ભગવાન જાણે છે, તારાં ઘરેણાંના રૂપીઆથી જે અન્ન ખરીદ કરી ખાધું છે, તે એવું જણાતું કે જાણે હળાહળ ઝેર. ઘરેણાં આપવામાં તેં જરા સરખું પણ તારૂં મન મેલું કર્યું નથી. જો તેં ઘરેણાં આપવામાં આનાકાની બતાવી હોત, તો મને આજ આટલું દુઃખ ન થાત! આખરે તને હું એક વાત કહું છું. તું થોડા દિવસને માટે તારા બાપને ઘેર જા, અને શામી પણ કોઇ બીજું ઘર ખોળી લે. તે બિચારી આપણી સાથે રહી શા સારૂ નકામી તકલીફ વેઠે.

શાન્તિલાલની વાત સાંભળી પ્રતિભાનું હૃદય જાણે ચીરાઇ ગયું હોય. તેમ કલ્પાંત કરતી બોલી, "મારા જવાથી જો આપનું દુઃખ દૂર થતું હોય, તો બાપને ત્યાં શું, આપ કહો ત્યાં ચાલી જાઉં; પણ તમને આ સ્થિતિમાં મૂકી હું સ્વર્ગમાં રહીને પણ સુખ પામીશ નહિ. જ્યારે જ્યારે મારાં મનમાં સ્મરણ થઇ આવશે કે આપ ક્યાંએ ભૂખ્યા તરસ્યા ન રહ્યા હોય, ત્યારે મારાં મ્હોંનું અન્ન મને ઝેર જેવું લાગશે. આવે વખતે કેમ કરી મારાં મ્હોંમાં અન્ન જઇ શકે? હા, જયન્તો

લીધે અહીંથી જવાની ઇચ્છા કદી કદી થાય છે, પણ ભગવાનની કૃપાથી **જ**યન્તને આજ સુધી ભૂખ્યું રહેવું પડયું નથી. જ્યાં સુધી એને ખાવાનું મળતું રહેશે, ત્યાં સુધી આપને છોડી હું ક્યાંએ જઇશ નહિ. **હ**વે રહી **શા**મીની વાત. **શા**મીની બાબતમાં આપે જે કહ્યું તેમ કરવુંજ વાજબી છે. આપણી સાથે રહી **શા**મી શા સારૂ દુઃખ ભોગવે!

**શા**ન્તિલાલે **શા**મીને બોલાવી. **શા**મી બીજે વખતે એકવાર બોલાવવાથી ત્રણવાર ઉત્તર આપતી હતી. તે આ વખતે કંઈ પણ ઉત્તર ન આપતાં ધીરે ધીરે **શા**ન્તિલાલની પાસે આવી. **શા**મીની આંખો લાલચોળ થઇ ગઇ હતી. અને મ્હોં ભારી થઈ ગયું હતું. તે આવી છાનીમાની ઉભી રહી. કંઇ પણ બોલી શકી નહિ.

**શા**ન્તિલાલ—**શા**મી! તું અમારે ત્યાં રહી આટલું બધું કષ્ટ શા સારૂ વેઠે છે? અમારી સાથે રહી તારે તકલીફ લેવાની શી જરૂર! પગાર મળવાનો તો દૂર રહ્યો. પણ તને બે વખત પૂરૂં ખાવાનું પણ મળતું નથી. એથી અમારી બંનેની એવી ઇચ્છા છે કે તું બીજી કોઈ સારી જગ્યા શોધી લે. જો ભગવાન કરે ને અમારા દિવસ સુધરે તો જોઇ લઈશું.

શાન્તિલાલ વધારે બોલી શકયો નહિ. એનું ગળું ભરાઇ આવ્યું. તે માથુ નીચું નમાવી પડતાં આંસુ છૂપાવવા લાગ્યો.

**શા**મીએ રડતાં રડતાં કહ્યું—મેં આપની પાસે કદી પણ પગાર માગ્યો નથી, તેમજ હું પગાર મેળવવાની આશાથી આપને ત્યાં કામ

કરતી નથી. હું રૂપીઆ લઇ શું કરીશ ? તમે બન્ને તમને ગમે તેમ કરો, પણ હું **જયન્ત**ને છોડી ક્યાંએ જઇશ નહિ. જો મારૂં રહેવું આપને ભાર રૂપ જણાતું હોય, તો મને જે આપશો તે ખાઇશ, પણ **જયન્ત**થી અળગી કદીએ થઇશ નહિ,

**શાન્તિલાલ**—**શા**મી, રડ નહિ, શાંત થા. હું જે કહું છું, તે ધ્યાન દઇ સાંભળ. મારી સાથે રહેવું અને એકાદશી વ્રત કરવું સરખું છે. તને **જયન્ત**ને જોયા વિના ચ્હેન નથી પડતું, એ વાત સાચી. પરન્તુ જે ઘેર તું જશે, ત્યાં પણ **જયન્ત** જેવા કેટલાએ છોકરા મળી જશે. જ્યારે તે છોકરા સાથે તારો જીવ મળી જશે, એટલે પછી બીજી તે જગાથી જવાનું મન પણ થશે નહિ.

**શા**મી—છોકરાં તો ઘણાંએ મળશે, પણ આ **જયન્ત**ના જેવો એક પણ મળશે નહિ. એમ કહી શામી ખૂબ જોરથી રડવા લાગી.

**શાન્તિલાલ**—છાની રહે, એમાં રડે છે શું ?

**શા**મી—જયન્તના જેવોજ મારો એક છોકરો હતો. તેનું નામ પણ મેં **જયન્ત**જ રાખ્યું હતું. અહીં રહેવાથી એમ જણાય છે કે આ મારો જયન્તજ છે. એને જોઈ હું મારા **જયન્ત**ને ભૂલી જાઉં છું. હું અહીંથી ક્યાંએ જઇશ નહિ.

**શાન્તિલાલ** અશ્રુપૂર્ણ નેત્રે **પ્ર**તિભાની તરફ જોઈ બોલ્યો, 'કહે હવે આનો શો ઉપાય કરવો ?" **પ્ર**તિભા કંઈ પણ ન બોલતાં માથું નીચું નમાવી રડવા લાગી.

**શા**મીએ ધીરજ દઈ કહ્યું, મેં મારી પાસે થોડા રૂપીઆ એકઠા કરેલા છે. હું મારા મન સાથે નિશ્ચય કરી ચૂકી છું, કે મારી પાસે જે કંઈ છે તે **જયન્તને**જ આપોશ. તમે જો મારી સલાહ સાંભળતા હો, તો હું કહું. આપ કોઇ ગાવા બજાવવાવાળી ટોળીમાં સામેલ થઇ નોકરી કરો. એવી નોકરી આપને મળે, ત્યાં સુધી હું મારી પાસે જે સિલક છે, તેનાથી ખર્ચ ચલાવીશ. જ્યારે આપની પાસે રૂપીઆ આવે, ત્યારે મારા રૂપીઆ આપી દેજો. હું લઇને પણ શું કરીશ ? તે **જયન્તને**જ આપીશ ને.

**શા**મીની પ્રેમ ભરી વાતો સાંભળી પ્રતિભા અને શાન્તિલાલનાં હૃદય બરફની પેઠે પીગળી ગયાં. આખરે હારી તેમને **શા**મીની વાત માન્ય રાખવી પડી.

બીજે દિવસે સવારમાં **શા**ન્તિલાલ **શા**મી પાસે પાંચ રૂપીઆ રાહ ખર્ચને માટે લઇ નોકરીની શોધમાં નીકળ્યો. પ્રથમ **સૂર્ય**પુર જવાનો નિશ્ચય કરી તે તરફનો રસ્તો પકડયો. બપોર સુધી ચાલતાં થાકવાથી વિશ્રામ લેવા એક વિશાળ વૃક્ષ નીચે બેઠો છે. તે આ પ્રકરણારંભે આપણે જાણી ગયા છીએ. તે મનમાં વિચાર કરવા લાગ્યો. "ગાવા બજાવવાનો ધંધો કંઈ હલકો નથી, પરન્તુ તેવી ટોળીઓ સાથે રહેવું એ ઘણું નીચ કામ છે" તેના મનમાં એવી ગડમથલ ચાલતી હતી કે કોઇ બીજા ઉપાયથી જીવન નિર્વાહ કરી શકાય કે નહિ. એટલે ત્યાં એક બીજો પાથિક આવી બેઠો.



## પ્રકરણ ૯ મું. મિત્ર લાભ

"જે લખ્યા વિધિએ લેખ, કહો કેમ ફરશે?
બાવળના કાંટા કહો કદી કયમ ટળશે?"


પૂર્વ પરિચ્છેદના અંતમાં જે પથિકની વાત કહેવામાં આવી છે, તે શરીરે દુર્બલ, પણ લાંબો અને વર્ણે કાળો હતો. ઉમર ૩૨ કે ૩૩ વર્ષની હતી. ડાબા હાથમાં હુકકો તથા ચલમ તથા ડાબી ખાંધ પર એક જૂનાં કપડાંની ઝોળીમાં સારંગી લટકી રહી હતી. જમણા હાથમાં વાંસની એક છડી હતી. પગમાં જોડા ન હતા. ધોતીઉં મેલું હતું. માથે એક દુપટો પાઘડીની માફક લપેટેલો હતો. આ પથિક જ્યારે શાન્તિલાલની પાસે જઈ બેઠો, તે વખતે શાન્તિલાલ એકાગ્રચિત્તે મનમાં પોતાની અવસ્થાને માટે શોચ કરી રહ્યો હતો. એથી તેને જરા પણ માલૂમ પડયું નહિ, કે મારી પાસે કોઇ આવી બેઠું છે. કિન્તુ હુકકો પીવાના ગુડગુડાટના શબ્દ સાંભળી શાન્તિલાલે સાવધાન થઈ નજર ફેરવી જોતાં એકદમ તેને એવું લાગ્યું કે જાણે અત્યારે ઝાડ પરથી કોઇ ભૂત નીચે ઉતરી આવ્યું છે. તે ડરી ગયો, અને ચોંકીને બોલ્યો, "તમે કોણ છો?"

શાન્તિલાલને ભયભીત થએલો જોઇ તે પથિકે ઉત્તર આપ્યો, "હું માણુસ છું, બ્હીશ મા. રામાની માએ કહ્યું હતું. **दिवा काकरवाद्भीता रात्रौ तरति नर्मदाम्** તે અત્યારે સાચું માલમ

પડે છે. માણુસને જોઇ બ્હીઓ છો. શું આવું સાહસ કરવાજ ધેરથી એકલા બહાર નીકળ્યા છો કે?

**શાન્તિલાલે** પથિકની વાત સાંભળી પ્રફુલ્લ વદને કહ્યું, "આપે સાચું કહ્યું છે. પણ એ તો કહો કે આપનું નામ શું છે?"

**પથિક**—મારૂં નામ **શ્યામસુન્દર** છે. અમારૂં ઘર **રામપુર**માં છે. મારા બાપનું નામ **ગોકુળચન્દ્ર** હતું, અને અમે ઠાકોર **બ્રહ્મ**નારાયણસિંહની પ્રજા છીએ.

**શ્યામસુન્દર**ને બહુ બોલવાનો રોગ હતો. **શાન્તિલાલે** એનું આટલું સંભાષણ સાંભળી એની બુદ્ધિનું માપ કરી દીધું. એના મુખથી કંઈ વિશેષ સાંભળવાની જીજ્ઞાસાથી પૂછ્યું, "એ ઠાકોર **બ્રહ્મ**નારાયણસિંહ કોણ છે?"

**શ્યામસુન્દરે** આંખો ફાડી આશ્ચર્ય પામતાં કહ્યું, "ઠાકોર **બ્રહ્મ**નારાયણસિંહ કોણ છે! એમ તમે મને પૂછો છો!" **શ્યામસુન્દર**ને એવી ખાતરી હતી કે ઠાકોર સાહેબને દુનીઆમાં એવો કોણ અભાગી હોય કે તે તેને પીછાનતો ન હોય!

**શાન્તિલાલ**—ભાઈ હું તો નથી જાણતો કે ઠાકોર **બ્રહ્મ**નારાયણસિંહ કોણ છે?

**શ્યામસુન્દર**—ઠાકોર **બ્રહ્મ**નારાયણસિંહ પહેલાં એક દેશના રાજા હતા. બળવાના વખતમાં એનું રાજ્ય જપ્ત થઈ ગયું હતું,

તો છતાં પણ એમની પાસે હજી ઘણી દોલત છે. એમના જેવો નામી અમીર હજી સુધી કોઇ જોવામાં નથી આવતો. એનાથી ચઢીઆતું અત્યારે કોણ છે. તમે એનું નામ નથી જાણતા, એ ઘણી નવાઈની વાત છે!

**શાન્તિલાલ**—"હશે." એમ કહી ચૂપ થઈ ગયો.

**શ્યામ**સુન્દરે ઘણો વાર સુધી હુકકો ગડગડાવી શાન્તિલાલની તરફ જોઈ પૂછયું, "આપ"

**શાન્તિલાલે** કંઈ હસતે ચ્હેરે જણાવ્યું, "હું એક કુલીન પણ દીન બ્રાહ્મણ છું." જરા વાર ચૂપ રહી પૂછયું, "આપ અત્યારે કયાં જાઓ છો વારૂ?"

**શ્યામ**સુન્દર—બીજે કયાં? કંઇ પૈસા કમાવવાની મતલબથી બહાર રખડું છું. ભાઇ! હું મારા દુઃખની શી વાત કહું? અમે ત્રણ ભાઇ છીએ. મારા મોટા ભાઇનું નામ યુગલકિશોર અને નાના ભાઇનું નવલકિશોર છે. તે બંને ઘરના કામકાજમાં કશું ધ્યાન આપતા નથી. ઘરનો સઘળો ભાર મારા એકલાના ઉપરજ છે. હું જ્યારે કયાંએથી કંઇ લાવું ત્યારે ઘરનો ખર્ચ ચાલે. હું એકલો કમાવવાવાળો, અને ખાવાવાળાં બધાં. ભલા આવું કયાં સુધી ચાલે? તમેજ કહો, હું એકલો ઘેર બેસી બધાનો ખર્ચ શી રીતે નીભાવી શકું? એ કારણથી ઘર છોડી બહાર નીકળી આવ્યો છું. જોઉં પરદેશમાં કંઇ રૂપીઆ મળે છે કે નહિ?

શ્યામસુન્દરની વાત સાંભળી શાન્તિલાલને હસવું આવ્યું, પણ શ્યામસુન્દર પોતાના દુઃખની વાત કહે છે, તેમાં હસવું અનુચિત સમજી હસવું રોકી બોલ્યો, "પરદેશમાં રૂપીઆ છે કે નહિ, તે તમે શી રીતે જાણશો?"

શ્યામસુન્દરે ઝટ લઇ ઝોળીમાંથી સારંગી કાઢી શાન્તિલાલને બતાવી કહ્યું, "હું શું અમસ્તોજ પરદેશ નીકળ્યો છું? કંઇ હિકમત છે, ત્યારેજ રૂપીઆ કમાવવાને માટે ઘર બહાર નીકળ્યો છું. ગુણવાન્ ગૃહસ્થોને મળતાં રૂપીઆનો પત્તો તરત હાથ લાગશે. ઉસ્તાદજીએ મને આ હિકમત શીખવ્યો છે, જેને પ્રતાપે હું જ્યાં જઇશ, ત્યાં કમાઇ ખાઇશ. મને અન્ન વસ્ત્રની તો કદી પણ તકલીફ પડતી નથી. સાચું પૂછો, તો મને મોટા માણસ થવાનો શોખ છે, જોઉં છું કે મારો મનોરથ ક્યારે પાર પડે?"

શાન્તિલાલે મનમાંને મનમાં જવાબ આપ્યો. "તું કેવળ એક સારંગીના ભરોસા પર મોટો માણસ થવા ચાહે છે. કદાચ બની પણ જાઓ. પણ અત્યારે તો તમારી શિકલ અને વાતચિત્તથી જણાઈ આવે છે, કે હાલમાં તમારી પાસે કશું નથી. એક વાર એનો હિકમત તો જોઇએ." એમ વિચારી પ્રકટ રીતે કહ્યું "ભાઈ એક વાર કંઇ બજાવો તો સહી."

શ્યામસુન્દર તરત સારંગી કાઢી તેની ખીંટીઓને બે ચાર વાર અફાળ થોક કરી વગાડવા લાગ્યો. શ્યામસુન્દર ખૂબ જોરથી માથું ઘુમાવવા લાગ્યો, એની આંખો નાચવા લાગી. આખું શરીર હૂજી

ઉઠયું. **શાન્તિલાલ**ને તો તે જોતાં એવુંજ માલમ પડ્યું કે કે એને મૃગીનો રોગ ઉપડ્યો છે. **શાન્તિલાલે** ઘણા પ્રયત્ને હસવું રોકી પૂછ્યું, “તમે કંઈ ગાઇ પણ જાણો છો ખરા?”

**શ્યામ**સુન્દર—“હા.” એમ કહી સારંગીના સુરમાં સુર મેળવી ગાવા લાગ્યો.

“જે લખ્યા વિધિએ લેખ, કહો કેમ ફરશે?
બાવળના કાંટા કહો કદી કયમ ટળશે?”

ગાવું સાંભળે છે કોણ? **શ્યામ**સુન્દરનો હાવભાવ અને મ્હોંના ચાળા જોઇ **શાન્તિલાલ** દંગ થઈ ગયો. તે કોઇ પણ રીતે પોતાના હસવાંને રોકી શકયો નહિ. **શ્યામ**સુન્દર **શાન્તિલાલ**ને હસતો જોઇ ગાવું બજાવવું બંધ કરી બોલ્યો, “ઉસ્તાદજીએ પ્રથમથીજ કહ્યું હતું કે ‘**શ્યામ**! મુરખની આગળ કદી પણ ગાવું બજાવવું નહિ.’ **તમે ગાવા બજાવવાનો મર્મ શું જાણો? આ વખતે જો ઉસ્તાદજી** હોત, અથવા કાલીનાથ ભય્યાજી હોત, તો મારો ગાવા બજાવવાનો મર્મ સમજી ખુશ થાત. છોકરાંની પેઠે હસવાથી કોઇ કાએલ નથી કહેવડાવી શકતું. ગોવર્ધનદાસ મહન્તજીએ મને કેટલીએ વાર બોલાવ્યો, અને દશ રૂપીઆ મહીનો આપવા માંડ્યો, છતાં પણ હું તેને ત્યાં ગયો નહિ. તમે મને શું ઓળખો. મોટા મોટા લોક મારી ખુશામત કરે છે સમજ્યા?”

શરૂઆતમાં **શ્યામ**સુન્દરનો હાથ સારો હતો. તે સારૂં વગાડી જાણતો હતો. ગોવર્ધનદાસે તેને એમ સમજી બોલાવ્યો હતો. કે

થોડા દિવસ મારી સાથે રહેશે, તો **શ્યામસુન્દરને** બજાવતાં આવડી જશે. પાંચ રૂપીઆ મહીનો મુકરર કરી **શ્યામસુન્દરને** પોતાને ત્યાં રાખવા ઇચ્છા દર્શાવી. ત્યારથી **શ્યામસુન્દર** પોતાને બીજો **તાનસેન** સમજવા લાગ્યો. પોતાની આગળ બીજા કિસબીઓને તણખલાં બરાબર સમજતો હતો. તે સારંગીના જે બે બોલ શીખ્યો હતો, . તેમાં પોતાની તરફથી ટીકા-ટિપ્પણી કરવા લાગ્યો. વગાડતી વખતે માથું હલાવવું, આંખ તથા ભવાં ચઢાવવા વગેરે બૂરી આદત પડી ગઇ હતી. બીજાં પણ અનેક કારણોથી તેનું વગાડવું બગડી ગયું હતું. સહુ લોક એના વગાડવાનો તિરસ્કાર કરવા લાગ્યા. **ગોવર્ધનદાસે** એને પોતાને ત્યાં રાખવા ઇચ્છા દર્શાવી, તે ઇચ્છા એને માટે હાનિકારક નીવડી. **શ્યામસુન્દર** અભિમાનનો માર્યો ફૂલી જઇ ત્યારથી વાંચવું-લખવું તુચ્છ સમજવા લાગ્યો. તે પોતાના સંબંધી જનોને વારંવાર કહ્યા કરતો હતો, કે "વાંચવું લખવું શું અઘરૂં છે? મરજી થતાં બધાં તે શીખી શકે. પરન્તુ ગાવા બજાવવા માટે તો સરસ્વતીની કૃપા જોઇએ" જ્યારથી એના ભેજામાં આ વાત ઘુસી, ત્યારથી એણે પોતાનો જાતીય વ્યવસાય પણ છોડી દીધો. પહેલાં તો સાંજ થતાં જરા તરા વગાડી પોતના મન સાથે આનન્દ માનતો હતો. પણ જ્યારથી **ગોવર્ધનદાસને** ત્યાં ગયો, ત્યારથી આખો દિવસ સારંગી બજાવવા સિવાય બીજું કામ કરતાં **શ્યામસુન્દરને** કોઇએ પણ જોયો નથી. **યુગલકિશોર** મહોલ્લામાં ગાય દોહી આપી દરેક ગાયે મહીને બે આના મેળવતો હતો; તે જ્યારે મહીનાના પૈસા લાવી ઘરમાં મૂકતો, ત્યારે **શ્યામસુન્દર** કંઇને કંઇ યુકિતથી

પૈસા ચોરી લઇ નવી સારંગી ખરીદ કરી લાવતો. યુગલકિશોરે ઘણા ઉપાય કર્યા, પણ જ્યારે એની એ આદત છૂટી નહિ, ત્યારે આખરે ખીજવાઈ ઘરમાંથી કાઢી મૂકયો. શ્યામસુન્દરે જતાં જતાં ભાઇને કહ્યું, "તું અમારા કિસ્મતને શું સમજે ? તેં મોતી અને સીપને બરાબર ગણ્યાં. હું દીલગીર થાઉં છું કે તમે મારી મોટાઇ જાણી શકયા નહિ. વારૂ ! હું જાઉં છું. થોડાજ દિવસમાં તમે જોશો કે કે હું કેટલા રૂપીઆ લઇ ઘર આવું છું. ત્યારે તમે મારા બારણા આગળ માથું ઝીકી મરી જાઓ, તો પણ હું એક મૂઠી ચોખા સુદ્ધાં આપીશ નહિ." આવી રીતે ભાઇઓ સાથે લડી શ્યામસુન્દર નોકરીની તલાશમાં મુંબાઈ તરફ જતો હતો. રસ્તામાં શાન્તિલાલની મુલાકાત થતાં બંને વચ્ચે જે વાતચિત્ત થઈ, તે વાચકગણ સારી પેઠે જાણે છે.

શાન્તિલાલે શ્યામસુન્દરને રાજી કરવાના હેતુથી પૂછ્યું, "કહેશો, શ્યામસુન્દરજી! તમારો વિવાહ તો થઇ ચૂકયો હશે?"

શ્યામસુન્દર અત્યન્ત અભિમાની હોવા છતાં પણ હૃદયથી બીલકૂલ નીરસ ન હતો. એથી એણે હસી ઉત્તર આપ્યો. "નહિ. આપ કયાંએ મારા વિવાહની વાત નક્કી કરો, તો બહુ સારૂં થાય."

શાન્તિલાલ—કોશીશ કરવામાં શી મુશ્કેલી છે ? કિન્તુ અત્યારે એ તો બતલાવો, કે અહીંથી તમે કયાં જશો ?

શ્યામસુન્દર—ગોવર્ધનદાસ આજકાલ મુંબાઈમાં છે, એની પાસે જાઇશ. ચાર પાંચ વર્ષ પર એમણે મને દશ રૂપીઆ મહીનો આપવા કહ્યું હતું. ત્યાર પછી મેં મારો હાથ ઘણો કેળવ્યો છે.

ખુદ ઉસ્તાદજી પણ ગાવા બજાવવામાં મારી સાથે હાર કબૂલ કરી ચૂકયા છે. અત્યારે વીશ રૂપીઆ મહીનો ન આપે પણ પંદરમાં તો કશો શક નથી. ઘણામાં ઘણો મહીને પાંચ રૂપીઆનો ખર્ચ થશે, ને દશ બચાવીશ. એક વરસમાં તો હું એટલા બધા રૂપીઆ એકઠા કરીશ, કે જેથી મજાની સાથે લગ્ન કરી શકાશે. હું આજ સુધી મારો વિવાહ કરવા ઇચ્છતોજ ન હતો.-નહિ તો આજ કયારનોએ મારો વિવાહ થઇ ગયો હોત.

**શાન્તિલાલ શ્યામસુન્દર**ના મ્હોં પર પ્રસન્નતાની સુરખી જોઇ ઘણો ખુશી થયો. પોતે પોતાના મન સાથે વિચાર્યું, "પાગળોનાં મન હંમેશાં સુખથી ભર્યાં પુરાં રહે છે. એમને કોઇ વાતની ચિન્તા હોતી નથી. લોકો સાચું કહે છે કે ઉન્માદીઓને દુઃખ ભૂલી જાય છે. અત્યાર સુધીના જાણવા પ્રમાણે એની અવસ્થા મારા જેવીજ છે. ફેર એટલોજ છે કે હું એનાથી કંઇ દરજ્જે સારૂં બજાવી જાણું છું. એ તદન મૂર્ખ છે, છતાં પણ મુંબાઇ જઇ રૂા. ૧૫) મહીનો મેળવવાની ઇચ્છા રાખે છે. ત્યારે શું હું પણ એની માફક ચિન્તા-શૂન્ય થઇ જાઉં વારૂ? શ્યામસુન્દર આજે પહેલવહેલોજ ઘેરથી નીકળ્યો છે. નિરાશા કોને કહે છે તે, એ જાણતો નથી. પરંતુ એને નોકરી મળશે નહિ, ત્યારે એને કેટલું બધું દુઃખ થશે ?" **શાન્તિલાલે** ઘણો વાર સુધી મનમાં આવી ગડમથલ કર્યા પછી પૂછ્યું, "**શ્યામસુન્દર**! આજ પહેલાં તમે કોઈ વખત પરદેશ ગયા હતા?"

શ્યામસુન્દર—નહિ,

**શાન્તિલાલ**—ત્યારે તમે એકલા **મુંબાઈ** શી રીતે જશો ? તમને રસ્તો કોણ બતાવશે ?

**શ્યામસુન્દર**—રસ્તો કોણ બતાવશે? કેમ વારૂ? હરકોઇ બતાવશે.

**શાન્તિલાલે** વિચાર્યું, "હું એકલો છું, જો એને મારો સાથી કરી લઉં, તો ખર્ચ બમણો વધી જાય છે. જે મને એકલાને પાંચ દિવસ ચાલે, તે એના સામેલ થવાથી બેજ દિવસમાં ખતમ થઇ જશે. વળી એ **મુંબઈ** જવાનું કહે છે. **સૂર્યપુર** કરતાં **મુંબઇ** ઘણું મોટું શહેર છે. ઘણાં લોક પૈસા પેદા કરવા **મુંબાઇજ** જાય છે. તો હું પણ સૂર્યપુર જવા કરતાં એની સાથે **મુંબાઇ** જાઉં તો. કેટલોક વાર વિચાર કરી "શ્યામસુન્દર! તમે મુસાફરીએ નીકળ્યા છો તો સાથે ખર્ચ માટે શું લઈ આવ્યા છો?"

શ્યામસુન્દર—ખર્ચ માટે મારી પાસે આ સારંગી સિવાય બીજું કશું નથી. સહુ લોક કંઇ તમારા જેવા સારંગી સાંભળી હસવાવાળા નથી. રસ્તામાં જો કયાંએ કોઇ ગુણી મળી ગયો, તો એક ઘડીમાં પાંચ દિવસનો ખર્ચ મળી જશે. જે ગાયનને સાંભળી તમે **હસતા હતા**, કેટલાએ લોક તે સાંભળી રડવા લાગે છે" એમ કહી તે ફરી ગાવા લાગ્યો.

"જે લખ્યા વિધિએ લેખ, કોણ કેમ ફરશે?"

**શાન્તિલાલ**—હું તમારૂં ગાયન **સાંભળીને હસ્યો** નથી, ગાતાં ગાતાં ગમે તેમ માથું હલાવવાની તમારી ચેષ્ટા જોઇ મને હસવું આવ્યું હતું.

**શ્યામસુન્દર**—જો તમે ગાવા બજાવવાની વિદ્યા જાણતા હોત, તો આવું હરગિશ પણ બોલત નહિ. તાલ આપવાને વખતે તાલ આપ્યા વિના રહી શકાય ખરૂં કે? જે લોક ગાવા બજાવવા વાળા

હોય, તેમની સાથે થોડા દિવસ રહેશો તો જણાશે. તમને મારી વાતનો વિશ્વાસ ન હોય, તો કોઈ ગવૈયાને પૂછી જોજો.

**શાન્તિલાલ**—વારૂ, હું કોઇ ગવૈયાને પૂછી જોઇશ. પરન્તુ અત્યારે તમને એક વાત પૂછું છું. હું પણ મુંબાઈ જાઉં છું. જો આપણે બંને સાથે મળી જઇએ તો સારૂ !

**શ્યામસુન્દર**—એતો સારી વાત છે. પણ એક વાત હું પહેલેથીજ કહી દેવી ઉચિત સમજું છું. હું ગાઇ બજાવી જે પેદા કરૂં, તેમાંથી તમને કંઇ પણ મળશે નહિ. તમે જો હિસ્સો ન માગતા હો, તો ખુશીની સાથે મારી સાથે ચાલો.

**શાન્તિલાલ**—નહિ, હું તમારી પાસે કદી પણ હીસ્સો માગું નહિ.

એ પછી **શ્યામસુન્દર** "જો લખ્યા વિધિએ લેખ, કહો કેમ ફરશે ?" એ ટૂકને ઘુમાવવા લાગ્યો. ત્યારે **શાન્તિલાલ** ભવિષ્યની ચિન્તા કરતો ઉઠી ઉભો થયો.

"જો લખ્યા વિધિએ લેખ, કહો કેમ ફરશે ?" એ ગીત **શ્યામ**સુન્દરને બહુ પસંદ પડયું હતું. એ ગીતને તે દરરોજ જ્યારે ને ત્યારે ગાયા કરતો હતો. આ જૂના અભ્યાસ પ્રમાણે આજ પણ શ્યામસુન્દર ધીરે ધીરે ગાતાં ગાતાં ચાલવા લાગ્યો.

"જો લખ્યા વિધિએ લેખ, કહો કેમ ફરશે ?
બાવળીના કાંટા કહો કદી કયમ ટળશે"



## પ્રકરણ ૧૦ મું. પરદેશમાં પહેલી રાત.



### શાલિની.

લૂખી સૂકી ભાખરી ખાઈને એ,
અલ્પાચારે મોજ જે મેળવાએ;
ના તે આત્રે જૈ (જઈ) વિદેશે વસંતાં,
મિષ્ટાન્નો, જે મૂલ્ય મોંઘે મળંતાં.



સંધ્યા સમય થતાં શ્યામસુંદર તથા શાન્તિલાલ એક બજારમાં આવી પહોંચ્યા. રાત ઉતરવાને કોઈ વીશી શોધવા લાગ્યા. જે દૂકાનમાં જાય તે મુસાફરોથી ભરી પૂરી હતી. એક પણ ખાલી દૂકાન જોવામાં આવી નહિ. આખરે ખોળતાં ખોળતાં જરા આઘે એમણે એક દૂકાનમાં દીવો બળતો જોયો. દૂકાનની આજુબાજુ આંબાનાં ઝાડો હતાં. જેથી રાત થવાને લીધે તે દૂકાન સ્પષ્ટપણે જોવામાં આવતી ન હતી, અને મુસાફરો જગ્યા મળી જતાં ત્યાં સુધી જવું પણ અનાવશ્યક સમજતા હતા. શાન્તિલાલ અને શ્યામસુન્દરે ત્યાં જઈ જોયું કે ત્યાં પણ બે મુસાફરો આવી ઉતરેલા છે. ત્યાં બીજા બે મુસાફરોને ઉતરવા જેટલી જગ્યા હજી ખાલી હતી.

દૂકાનનો માલીક ઘરમાં ન હતો. કંઈ કામસર બજાર ગયો હતો. તેથી એની સ્ત્રી દૂકાનનું કામ કરતી હતી. શાન્તિલાલે તેને બોલાવી પુછ્યું, "અહીં બે માણસને ઉતરવાની જગ્યા થશે?"

**સ્ત્રી**—તમે બંને જાતે કોણ છો ?

**શાન્તિલાલ**—હું બ્રાહ્મણ છું, અને મારો સાથી શુદ્ર છે.

**સ્ત્રી**—જો તમે બંને બ્રાહ્મણો હોત તો કશી ચિન્તા ન હતી. પહેલેથીજ બીજા બે બ્રાહ્મણ આવી ઉતરેલા છે. એ બ્રાહ્મણો સાથે શુદ્ર શી રીતે રહી શકે ? જો તમારો સાથી આ ઝાડોની નીચે રહેવું કબૂલ કરે, તો તમને ઘરમાં સગવડ કરી આપીશ.

શાન્તિલાલે શ્યામસુન્દરની તરફ જોઈ કહ્યું, "કહો શ્યામસુન્દર તમારી શી મરજી છે ?"

શ્યામસુન્દર—જુઓ, આ સામેની ઝૂપડીમાં મજેની સાથે જગ્યા થાય એમ છે. હું એમાં સૂઇ રહીશ.

**સ્ત્રી**—પણ એમાં તો ગાય બાંધી છે.

શ્યામસુન્દર—તો ગાયને ઝાડની નીચે બાંધી દો.

**સ્ત્રી**—વાહ ઠીક કહો છો. બોલતાં જરા શરમ પણ નથી આવતી. ગાયને ઝાડને નીચે બાંધુ, અને તમારી તે ઝુંપડીમાં સ્થાપના કરી પૂજા કરૂં. જાણે અમારા ગુરૂ ગોંસાઇ બનીનેજ આવ્યાં હોય ને ! પરદેશ નીકળ્યા છો, ને ઝાડની નીચે સુવા નથી ગમતું ?

શ્યામસુન્દર ઘણો અભિમાની હતો. સ્ત્રીની વાત સાંભળી એનો ક્રોધ ઉભરી આવ્યો એણે શાન્તિલાલને પોકારી કહ્યું. "ચાલો અહીંથી, આપણે વસ્તીમાં જઈ કયાંએ સૂઇ રહીશું, અહીંઆ હરગિશ પણ રહેવું નહિ.

શાન્તિલાલ ચાલવાથી થાકી ગયો હતો. રાત પણ વીતી ગઈ હતી. તેથી એણે કહ્યું, " તમે જાઓ, હું રાત્રિ અહીંઆજ ગુજારીશ. "

**શાન્તિલાલ**નું કહેવું સાંભળી **શાન્તિલાલ** તેથીએ અત્યન્ત ખીજવાયો. તે બોલ્યો, "રહો, આજ પણ રહો, કાલ પણ રહો, બન્દા હવે રૂખસદ લે છે. આ બન્દા સાથે ફરી તમારી મુલાકાત થશે નાહિ. સમજ્યા" એમ કહી **શ્યામસુન્દર** ઉઠી ચાલતો થયો. **શાન્તિલાલ** ઘરમાં જઇ બેઠો.

**શ્યામસુન્દર** જરા દૂર જઈ અટકયો. એને ખાતરી હતી કે હું ખીજવાઇને ચાલી આવ્યો છું, એટલે **શાન્તિલાલ** જરૂર મને બોલાવશે. **શાન્તિલાલ**ને બોલાવવાની ઇચ્છા હતી, પણ તે એના સ્વભાવથી સારી રીતે જાણીતો થઈ ગયો હતો. એથી તે નિશ્ચિંત થઇ બેસી રહ્યો. તેને પણ ખાતરી હતી કે થોડીવારમાંજ **શ્યામસુન્દર** પાછા આવી પહોંચશે. આખરે એમજ થયું. **શ્યામસુન્દર** કોઇ જગાએ થોડીવાર ઉભો રહી વિચારવા લાગ્યો, "બોલાવ્યા વિના પાછા ત્યાં શી રીતે જવાય? રાત પણ અંધારી છે. આ રસ્તેથી કોઇ જતું આવતું પણ નથી જણાતું. રોશની વિના આ વખતે વસ્તીમાં જવું પણ અસંભવિત છે. વસ્તીવાળા લોક પણ અત્યારે આ રસ્તેથી ગયા છે, તે હાથમાં ફાનસ લઇને ગયા છે." આવી રીતે વિચાર કરતો એક બે કદમ પાછળ હઠતો **શ્યામસુન્દર** પાછો તે દૂકાનની પાસે આવી પહોંચ્યો. એણે **શાન્તિલાલ**ને બોલાવી કહ્યું, "સાંભળો **શાન્તિલાલ**! તમને ઘણે દૂરથી હું મારી સાથે લાવ્યો છું. રાતે તમને એકલા છોડી બીજી જગાએ જવું અન્યાય કરવા જેવું છે, એમ વિચારી હું પાછો ફર્યો છું. તું ઘરમાં રહે. શું કરૂં? હું ઝાડની નીચે પડી રહીશ." શ્યામસુન્દરે પોતાના મન સાથે

વિચાર્યું, "આપણે બંનેજ ઝાડની નીચે સૂઇશું, નહિ તો આખી રાત ગાવા બજાવવામાંજ વીતાડીશ. હું ન સૂઇશ, તો સાથે બીજાને પણ સુવા દઇશ નહિ.

એ વાત પ્રથમથીજ કહી દીધી છે કે શાન્તિલાલના પહેરેલાં કપડાં સાફ ન હતાં. જે ઘરમાં તે ઉતર્યો છે. તેમાં બે બ્રાહ્મણ પહેલેથીજ આવી ઉતરેલા છે. એ પણ સાથે કહી દેવું જરૂરનું છે કે તે બંને બ્રાહ્મણના કપડાં ચોકખાં હતાં. એ બંનેની પરસ્પરની વાતચિત્તથી શાન્તિલાલને માલૂમ પડયું કે એ બંને મુંબાઇની કૉલેજમાં ભણે છે. વેકેશન વીતતાં તે પાછા મુંબાઇ જાય છે. પ્રથમ સૂર્યપુર જઇ ત્યાંથી રેલ્વે માર્ગે મુંબાઈ જવાનો તેમનો ઇરાદો છે. દૂકાનદારની સ્ત્રી તનમનથી તેનાં રસોઇ પાણી કરવાની તદબીરમાં લાગી છે, અને ઘરની અંદર તેમને સુવા માટે પલંગ વગેરેનો પણ બંદોબસ્ત કરી રહી છે. શાન્તિલાલ એને કંઇ પૂછવા ઇચ્છા કરતો, પણ તેના પર તે કંઇ ધ્યાન આપતી ન હતી. બે ત્રણ વાર પૂછતાં એક વાર જવાબ આપતી. શાન્તિલાલે પૂછ્યું "હું રસોઇ કયાં આગળ બનાવું વારૂ?" સ્ત્રીએ કહ્યું, "પેહણે ઇંટો પડી છે, તે લો અને આ ઘરના કોઇ ખુણામાં ચૂલો બનાવો. ચોકો તમારે હાથે કરવો પડશે. જુઓ, પેલાં માટીનાં વાસણ પડયાં છે, તેમાંથી એક લઇ લો. બહાર વાડામાં લાકડાં છે, તે લઇ આવી રસોઈ બનાવો, અને ખાઓ." એમ કહી તે પેલા નવ યુવક બ્રાહ્મણોને માટે વાસણ પાણી લાકડાં વગેરે ખુદ જાતે લઈ આવી.

સ્ત્રીની વાત સાંભળી ક્રોધથી શાન્તિલાલનું આખું શરીર સળગી ઉઠયું. એણે ખીજવાઇ જોરમાં કહ્યું, "હું જ્યારે સર્વ કામ મારે હાથે કરી લઇશ, ત્યારે અહીં રહેવાથી ફાયદો શો?"

દૂકાનદારની સ્ત્રીએ મીઠાં બોલમાં કહ્યું, "અહીં રહેવાથી તમને કંઇ ફાયદો નથી. જ્યાં ફાયદો થાય, જ્યાં સુવાને માટે પલંગ મળે, ત્યાં ખુશીથી જાઓ. હું તો તમને બોલાવવા નથી આવી. પાસે પૈસા તો છે નહિ, ને અમીરી બતાવવા આવ્યા."

શાંન્તિલાલને સમજાયું કે અહીં ક્રોધ કરવાથી કામ ચાલશે નહિ. આ કંઇ આપણું ઘર નથી, કે જે કહીશ તે સહન કરે. એમ સમજી પોતાનો ક્રોધાગ્નિ મનમાંજ બૂઝાવી, બનાવટી હસવું બતાવી બોલ્યો, "તું આમ ખફા થશે તો કામ શી રીતે ચાલશે? તારા બગડવાથી હમણા અમને ઊભા રહેવાની પણ કયાંએ જગા મળનાર નથી."

શાન્તિલાલની વાત પૂરી થતાં ન થતાં દૂકાનદારની સ્ત્રીએ તોરમાં ને તોરમાં કહ્યું, "મને મજાક ઠઠ્ઠાની વાત સારી લાગતી નથી. કંઈ ખાવાની ઇચ્છા હોય, તો છાનામાના ઇંટો લઈ ચૂલો બનાવી રસોઈ બનાવો ને ખાઓ. નહિતો અહીંથી કૂચ કરો, સમજ્યા?

શાન્તિલાલને હવે અહીં રહેવું દુરસ્ત લાગ્યું નહિ. એણે ખીજવાઇ ઉચ્ચસ્વરે કહ્યું, "તું તારા મનમાં એમ સમજતી હશે કે આ દૂકાન સિવાય બીજી કોઈ દૂકાનજ નથી, ત્યારે હવે અમે જઇએ છીએ. એમ કહી શાન્તિલાલ પોતાનો સામાન લઈ બહાર નીકળવા જતો હતો, એટલામાં દૂકાનદાર આવી પહોંચ્યો. માથાપરથી સોદાની ગાંસડી નીચે મૂકી બોલ્યો, "તમે લોક આટલો બધો શોર શા સારૂ કરો છો?" એની સ્ત્રીએ કહ્યું, "જુઓને કોણ જાણે કયાંથી આ ચીડાઇ રહેલો બામ્હણ આવ્યો છે, જાણે કયાંએનો નવાબ હોય તેમ તે હાથે ચૂલો ચોકો કરી રસોઇ બનાવવાની ના પાડે છે."

દૂકાનદારે શાન્તિલાલની તરફ જોઇ કહ્યું, "તમે નાતના કોણ છો ?"

શાન્તિલાલ—હું બ્રાહ્મણ છું.

દૂકાનદાર—બ્રાહ્મણ છો ? ત્યારે તો પ્રણામ. હું હમણાં ચૂલો ચોકો કરી આપું છું. બેસો, જાઓછો ક્યાં ?

શાન્તિલાલ જગા જોઈ નીચે બેઠો.

શ્યામસુન્દરે દૂકાનદારને સંભળાવી કહ્યું, "ભાઈ અમે બહુ જગાએ ફર્યા, પણ આવી ગર્વથી ભરેલી સ્ત્રી તો ક્યાંએ જોઈ નહિ. અમને લોકોને રહેવાને માટે જગ્યા આપતી નથી, કે બેસવાને માટે એક ચટાઇ પણ આપતી નથી, અમે જઇએ નહિ તો શું કરીએ?"

જે બે બ્રાહ્મણોની સેવામાં સ્ત્રી તનમનથી લાગી હતી, તે બંને નવયુવક હતા. તે બંનેની ઉમર ૧૯–૨૦ વર્ષથી વધારે ન હતી. જે વખતે દૂકાનદાર અને શાન્તિલાલ વચ્ચે વાતચિત્ત થતી હતી. તે વખતે તે બંને સાયંસંધ્યા કરવામાં મસ્ત બન્યા હતા. એક અત્યન્ત કોમલ સ્વરથી ઇશ્વરનું ગુણગાન કરતો હતો. જ્યારે બીજો સતૃષ્ણનયન થઇ જરા વાર દૂકાનદારની સ્ત્રીના મ્હોં તરફ, ત્યારે જરા વાર પોતાના સથીની તરફ સભય દૃષ્ટિથી જોતો હતો.

દૂકાનદારના આવતાંજ જે મહાશયની નજર હવામાં ઝોંકા ખાતી હોઇ દીવાની જ્યોતને પેઠે આન્દોલિત થઇ રહી હતી, તે પોતાની દૃષ્ટિને સ્થિર કરી એકાગ્રચિત્તથી ધ્યાનમાં નિમગ્ન થઈ ગયો. દૂકાનદારે એ બંનેને ધ્યાનસ્થ જોઈ પૂછ્યું, "આ બંને કોણ છે?"

સ્ત્રી બોલી—એ બંને બ્રાહ્મણ છે, કૉલેજમાં ભણે છે. અત્યારે એમને કંઇ પૂછગાછ કરશો નહિ. એઓ હરિનું નામ લે છે.

દૂકાનદારે જોઈ કંઇ વિસ્મિત થતાં ક્રુદ્ધ થઈ પોતાની સ્ત્રીને કહ્યું "એને મારી દૂકાનમાં શા સારૂ વાસો આપ્યો? તને કોણે કહ્યું કે એ બ્રાહ્મણ છે? જોતી નથી, એ તો કોઇ ઢોંગી છે, એમની કોઇ નાતજાતજ નથી.

એમ કહી તેણે પેલા બંને નવયુવકોને કહ્યું, "આપ બ્રાહ્મણ હો કે ગમે તે હો, પણ અત્યારે મારી દૂકાનમાંથી ચાલ્યા જાઓ. મારી દૂકાનમાં આપને રસોઈ કરવાની જગ્યા મળશે નહિ" દૂકાનદારની વાત સાંભળી બંને યુવક ધ્યાન ભંગ થયા. આંખો ખોલી જોયું, તો સામે ક્રોધથી તપેલો એક પાંચ હાથ લાંબો જુવાન ઉભો હતો, અને પોતાને અહીંથી ચાલ્યા જવાને કહે છે. અંધારી રાત, ઓળખાણ પીછાનનું કોઇ સ્થાન નહિ. બિચારા જાય પણ ક્યાં?

બંનેએ હાથ જોડી કહ્યું, "કોણે કહ્યું કે અમે બ્રાહ્મણ નથી? અમે કૉલેજમાં ભણીએ છીએ. કાલે સવારે કૉલેજ ઉઘડશે, તેથી અમે અમારા વિષય તાજા કરીએ છીએ.

દૂકાનદાર—વિષય યાદ કરો કે ઇશ્વરનું ધ્યાન ધરો. મારે ત્યાં તમને રહેવા માટે જગ્યા મળશે નહિ.

આ બંને યુવકોમાં જે ચંચલ નજરે આમ તેમ જોયા કરતો, હતો, તેના મનમાં 'મારી ઉપર એ વધારે ગુસ્સે છે' એમ સમજી તે ગૂપચૂપ માથું નીચું રાખી એમની વાત સાંભળતો હતો. દૂકાનદારે એ બંનેને જવાની ચળવળ કરતા ન જોતાં જે બ્હીતો હતો, તેનો

હાથ પકડી કહ્યું, "તમારૂં બહેતર ચ્હાતા હો, તો એકદમ અહીંથી ચાલ્યા જાઓ, નહિંથી પછી બખેડો થશે. સમજ્યા?" આમ કહી તેણે ઘરના એક ખૂણા તરફ જોયું. ખૂણામાં વાંસની એક મજબૂત લાકડી પડી હતી.

બંને યુવકો પણ તે ખૂણા તરફ જોઇ છાનામાના બહાર નીકળી ગયા.

જ્યારે ઘર ખાલી થઇ ગયું, ત્યારે દુકાનદારે ઘુરકતી નજરે પોતાની સ્ત્રીને કહ્યું, "આટલી બધી ધામધૂમ શા સારૂ કરતી હતી. જાણે કોઈ મેહેમાન ન આવ્યા હોય! એ બંને કોણ તારા ભાઇબાઇ હતા, જે દુકાનનું કામ છોડી તે બંનેની સેવામાં તનમનથી લાગી હતી! અને આ બંને ભલા માણસને અહીંથી રૂખસદ આપતી હતી?"

એની સ્ત્રી છાનીમાની ઉભી રહી. જણાતું હતું કે પોતાની સ્ત્રીની સાથે વાત કરતાં પણ દુકાનદાર ખૂણામાં પડેલી વાંસની લાકડી તરફ વારંવાર જાતો હતો.

આવી રીતે બખેડો મટી જતાં દુકાનદાર બીડી પીવા બેઠો. શાન્તિલાલ રસોઈ બનાવવાની ફિકરમાં વળગ્યો. શ્યામસુન્દર "જે લખ્યા વિધિએ લેખ, કહો કેમ ફરશે?" એ ગીતને ઘુમાવતો હતો. પેલા બંને યુવકો અહીંથી નીકળી બીજે કયાંએ ઉતારો શોધવા ગયા.

એ બંનેના ચાલ્યા જવાથી શ્યામસુન્દરને પણ ઘરમાં રહેવા જગ્યા મળી. શાન્તિલાલ રસોઇ બનાવી રહ્યો, એટલે બંને જણ ભોજન કરી સૂઇ ગયા.

**શાન્તિલાલને** પોતાના ઘરની ચિન્તામાં ઉંઘ આવી નહિં **શ્યામસુન્દર** બીછાના પર પડતાંની સાથેજ ઘોરવા લાગ્યો. સર્વ લોક નિદ્રાદેવીની ગોદમાં વિશ્રામ લઇ રહ્યા હતા. કેવળ **શાન્તિલાલજ** અત્યારે જાગતો હતો. એક તો દૂકાનનું રહેઠાણ ચારે તરફ ખુલ્લું હતું. દૂકાનની આજૂબાજુ મોટાં મોટાં ઝાડો હતા. જરા પણ પાંદડાં ખખડે કે **શાન્તિલાલ** ચોંકી ઉઠતો. ઉંદરો ઘરની અંદર આમ તેમ દોડતા હતા. તેમના ખખડાટથી પણ **શાન્તિલાલને** બ્હીક લાગતી. આથી તે "યશામસુન્દર, શ્યામસુન્દર" કહી તેને જગાડવા લાગ્યો. શ્યામસુન્દરે કહ્યું, "તું તો મને કાયર કરે છે વારૂ !"

**શાન્તિલાલ**—શ્યામસુન્દર ઉઠ, એકવાર તંબાકુ ખા. પરદેશમાં આટલી બધી ઉંઘ શા કામની ?

શ્યામસુન્દર—પરદેશમાં ઉંઘવું સારૂ નહિ ! શા માટે સારૂં નહિ ? મારી પાસે શું છે જે ચોર ચોરી જશે ?

**શાન્તિલાલ**—તેમ નથી. હું તમારી સાથે પરદેશમાં આવ્યો છુ. તમે કિસબી છો. જ્યાં જશો, ત્યાં ચાર પૈસા કમાઇ શકશો. પણ મારી પાસે એક પણ કિસબ નથી. જો તમે મને સારંગી વગાડતા શીખવી દો, તો હું તમારો જન્મભરનો ઋણી થઇશ.

શ્યામસુન્દર ગાવા બજાવવાનું નામ સાંભળતાંજ પ્રસન્ન થઇ બોલી ઉઠયો "હા, હું જરૂર શીખવીશ એને માટે તું ચિન્તા કરીશ મા. શું આજથીજ આરંભ કરવો છે ? "

**શાન્તિલાલ—શુભસ્ય શીઘ્રમ્** જ્યારે શીખવુંજ છે, ત્યારે આજથીજ શા સારૂં આરંભ ન કરવો.

શ્યામસુન્દર તરત બેઠો થયો. સારંગી લઈ બે ચાર વાર તેની ખીંટીઓને અફાળ થોક કરી વગાડવા લાગ્યો. એણે શાન્તિલાલને કહ્યું, "ખૂબ સાવધાન થઇ સાંભળો. હું જેવી રીતે વગાડું છું તથા ગાઉં છું, તે પર સારી રીતે ધ્યાન આપતાં તમે તરત શીખી શકશો. ગાવું વગાડવું કંઈ સહેલું નથી, કે તે તરત આવડી જાય. કેટલાએ અમીર લોક એની પાછળી પોતાનું સર્વસ્વ ફના કરે છે, તો પણ તેમને નથી આવડતું." એમ કહી શ્યામસુન્દર સારંગીના સુરમાં સુર મેળવી ગાવા લાગ્યો. "જે લખ્યા વિધિએ લેખ કહો કેમ ફરશે બાવળના કાંટા કહો કદી કેમ ટળશે." શાન્તિલાલની આંખો આખરે મીંચાવા લાગી.



# પ્રકરણ ૧૧મું. કુમારિકા સરલા.



કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે.



સૂર્યપુરની આજુબાજુના પ્રદેશમાં જયકુમાર ચક્રવર્તી એક પ્રસિદ્ધ ધનવાન્ સદ્‌ગૃહસ્થ ગણાતો હતો. એની પાસે બાપદાદા તરફથી મળેલું ધન તો બહુ ન હતું. પણ બળવા વખતે કમીસેરિયટ ડીપાર્ટમેન્ટમાં (મોદી ખાતામાં) નોકરી મળી હતી, અને એ નોકરીમાં એણે સારા પૈસા પેદા કીધા. થોડાજ દિવસમાં તે માલદાર થઈ ગયો. જે લોક પોતાના પસીનાની કમાઈથી પૈસા પેદા કરે છે, તેઓ ઘણે ભાગે કૃપણ હોય છે. પણ જયકુમારમાં તેવો દોષ ન હતો. તે સારાં કામોમાં ઘણો ખર્ચ કરતો હતો. દેવ-સેવા અને અતિથિ-સેવામાં એની અતિ શ્રદ્ધા હતી. એને ત્યાં દરેક તહેવાર ઉત્સવ ઉજવવામાં આવતો હતો. તેમાં શ્રીકૃષ્ણ જન્મોત્સવ, પારણાં, તથા નવરાત્રનાં ઉત્સવો ઘણી સારી રીતે ઉજવાતા. સનાતન ધર્મ પર તેને ઘણી શ્રદ્ધા હતી. સારાંશ એ કે તે એક ચૂસ્ત સનાતન ધર્મી હોવા છતાં પણ વખતને અનુસરી ચાલવાવાળો હતો. અર્થાત્ પૈસા કમાતી વખતે તે ધર્મ-અધર્મનો વિચાર કરતો ન હતો. આ પૈસા લેવા ઉચિત છે કે નહિ, તે પર તે ધ્યાન આપતો ન હતો. પૈસા લેવામાં અસ્વીકાર કરવો એ તે સમજતોજ ન હતો. એની એવી માન્યતા હતી કે મળેલા પૈસાનો કંઇ ભાગ દેવ-સેવા કે અતિથિ-સેવામાં વાપરવાથી હું નિર્દોષ થઇશ. જ્યારથી એની સ્ત્રીનો

# એક દ્રષ્ટિ કરજો.



ગયું પુષ્પ પ્રગટ થયા પછી દીવાળીના પુષ્પની તૈયારી માટે આ પુષ્પ બની શક્યું તેટલું જલદી પ્રગટ કર્યું છે. અમારા કેટલાક બંધુઓ તરફથી વાર્ષિક મૂલ્યમાં વધારો કરી **પુષ્પહારને** ફરી સચિત્ર કરવાની માગણી થઇ છે પણ સર્વની ઇચ્છા શિવાય તેમ કરવું યોગ્ય ન લાગવાથી એ સુચનાનો સ્વીકાર કર્યો નથી. તો પણ હાલની સ્થીતીમાં "પુષ્પહાર" ચાલુ રાખી શકાય નહિ. "**પુષ્પહાર**" ના શરૂઆતથીજ ગ્રાહક છે તેને ધારા મુજબ માત્ર ચૌદ આનાનુંજ વી૦ પી૦ કરવામાં આવશે પણ આવતા વર્ષથીજ જેઓ ગ્રાહક થશે તેમને રૂપિઆ એકનું વી પી. કરીશું માટે દરેક બંધુને વિનંતિ છે કે તેમણે પોતાના મિત્રો અને સ્નેહીઓને તુરતજ ગ્રાહક કરી ભેટનો લાભ અપાવી પોતે પણ **ઇનામમાળાનો** લાભ મેળવવો. જેમને આવતે વર્ષે ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય તેમણે કૃપા કરી એક કાર્ડથી તુરત ખબર આપવી. "સરસ્વતી"માળા પણ ટુંક સમયમાંજ પ્રગટ થશે. વી. પી. સ્વીકારવા ઇચ્છા ન હોય તેમણે તુરતજ ખબર આપવી નાહકના નુકશાનમાં ઉતારનારના નામો પ્રગટ કરવાની દીલગીરી ભરી ફરજ પડશે."

"**પ્રયોજક**"

# દુશ્મનોપર ગોળીઓ.

લડાઈમાં ગોળીઓ વગર દુશ્મનો મરતા નથી શરીર પર રોગ અને નમળાઈ રૂપ દુશ્મનોના ઘસારાને હઠાવવાને તથા તેઓને નાશ કરવાને આતંક નિગ્રહ ગોળીઓનો ઉપયોગ કરનાર માણુસ પુરી ફતેહ મેળવે છે. હાથથી જવા લાગેલા શરીરરૂપ કિલ્લાને બરાબર પોતાના કબજામાં રાખી શકે છે. એટલુંજ નહિ પણ લાંબી મુદતે પણ ખડ ખડે નહિ એવી રીતે તેને મજબુત બનાર્વા શકે છે.

આ ગોળીઓ પાચન શકિતને સુધારે છે લોહી તથા વીર્યના દરેક જાતના વિકારને દુર કરે છે અને શરીરમાં તેજ તથા તાકાત આપે છે.

કિંમત ગોળી ૩૨ની ડબી ૧નો રૂા. ૧ એક
વધારે વિગત જાણુવાને પ્રાઇસલિસ્ટ મંગાવો.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી,

સુરતના એજંટ-
ઉત્તમરામ ઉમેદરામ
ચંપાબજાર સુરત.

માલેક આતંકનિગ્રહ ઔષધાલય,
જામનગર કાઠિયાવાડ.

(૧) **પદ્મલતા યાને કંટકમાં ગુલાબ**-વિર, કરૂણા અને શ્રંગાર રસથી ભરપુર વાંચવા લાયક અત્યુત્તમ નવલ કથા અનાથ સુરેંદ્ર, ક્રુર કાળસીંહ, પ્રેમની તણી, પદ્મલતાનું સાહસ, પ્રેમીઓની પરાકાષ્ટા, વિરેંદ્રની વિરતા, બંધુ ભાવ, ભાઇ કે રસોઇ ?. બાપ કે સાપ ? કાંટાંમાં ગુલાબ કળી ઇત્યાદી વિષયોનું સચોટ ગુંથન કર્યું છે. પૃષ્ટ ૪૫૦, પાકુ બાઇન્ડીંગ, બે ાનેરી નામો છતાં કીંમત માત્ર ૧-૪-૦

(૨) **કળીયુગની સતી**-ભાગ ૧-૨. દુષ્ટ દોસ્તની બદદાનત ફેસનેબલ માલતી, નાટકમાં ગભરામણ, વૃદ્ધ વ્રજલાલ, કીશોર અને સરલા વગેરે પાત્રો છે. માત્ર એક આનાની ટીકીટ મોકલવાથી બન્ને ભાગ મોકલીશું.

(૩) **વિષલતા ભાગ ૧-૨-૩**-આ પુસ્તક બંગાળાના સુપ્રસિદ્ધ લેખક બાબુ **બંકિમચંદ્ર**ની કલમથી લખાયલું છે તેનો છડાદાર ભાષામાં ગુજરાતીમાં અનુવાદ કરવામાં આવ્યો છે. મદ્યપાનના ભયંકર પરીણામ સ્ત્રી સ્વાતંત્ર્ય, વિધવા વિવાહ વગેરે **મુખ્ય વિષયો** છે. પુષ્ટ ૨૭૦. ત્રણે ભાગ મળી કિંમત માત્ર **બાર આના**.

(૪) **લતા અને લલિતા**-ભાગ ૧-૨ દરેક ભાગમાં પૃષ્ટ ૨૦૦. તથા ચાર સુંદર ફોટા. દરેક ભાગની કીંમત માત્ર ૦-૧૨-૦ પાકુ બાઇન્ડીંગ સોનેરી નામ. અંગ્રેજી કુમારીકાના પ્રેમ દર્શનથી આર્ય બાળા ઉપર કેવી અસર થાય છે. કેળવાયલા પુત્રને ચોક્કસ કન્યા સાથે પરણાવનાર પિતા, શોભના અને રમાનું સ્નેહ દર્શન અવશ્ય જોવા લાયક છે.

જરીવાલા એન્ડ કંપની. બેગમપુરા-સુરત.

# જાણો છો ?

કે,

આ આશ્રમમાં હિંદુ જાતીનાં ૧૦૦ અનાથ બાળકો અને અશકતો હિંદુ વર્ણ વ્યવસ્થા પ્રમાણે પળાતાં હોવાથી આર્થીક સહાયની ઘણીજ જરૂર છે.

રૂા. ૨૦૦) અન્નદાન ખાતે આપી દર વરસે એક દીવસ અનાથોને જમાડો, અને નામની તખતી ચેડાવી અમર નામ કરો.

રૂા. ૨૫) ગૌદાન ખાતે આપી અનાથોને દુધ પાઓ અને બોર્ડપર નામ લખાવી યાદગીરી રખાવો.

હરેક જાતનાં દાન લેવાય છે, હરેક વસ્તુના દાનની જરૂર છે. હરેક દાનની પાવતી મળે છે. એક રૂપીઓ અને તેથી વધારે આપનારનાં નામ અઠવાડીક પેપરમાં તથા વાર્ષિક રીપોર્ટમાં પ્રસિદ્ધ થાય છે.

દાન મોકલી રીપોર્ટ મંગાવવા લખોઃ—

મંત્રી—હિન્દુ અનાથાશ્રમ—

નડીઆદ.

(૫) **ચિતોડનો ઘેરો**–રજપુતોનો રણોત્સાહ તથા અકબરની ઉદારતા, વીમળાની બહાદુરી વગેરે બતાવતું નાનકડું ઐતીહાંસીક નોવેલ છે કીંમત **માત્ર ત્રણ આના** પોસ્ટેજ ૦–૦–૬

(૬) **શ્રીમંત છત્રપતિ સંભાજી મહારાજ**– હીંમત અને શારીરીક શકિતમાં સંભાજીએ હદજ કરી છે. શાહજાદી રોશન આરાનો પ્રેમ. તુલસીબાઇની કપટી પ્રેમ જાળ વગેરેનો હૃદય વેધક ચિતાર સામે ઉભેલો દેખાય છે. શૃંગાર અને વીર રસ પ્રાધાન્ય હોવાથી ખાસ વાચવા લાયક છે. ૨૫૦ પૃષ્ટ. પાકુ બાઇન્ડીંગ, સોનેરી નામ છતા મૂલ્ય **માત્ર બાર આના.**

(૭) **નુરજહાં અથવા સત્તરમી સદીની શાહેનશાહ બાનુ**–દુનિયાની સૌદર્યવાન સ્ત્રીયોમાંની એક હતી. જહાંગીર જેવો બાદશાહ તેના પતિનું ખુન કરાવી તેની સાથે પરણે એમાં નવલ નહોતું પ્રેમરસ ભરીત ખ સ વાંચવા યોગ્ય છે. મૂલ્ય **ત્રણ આના.** પોસ્ટેજ ૦–૦–૬

દરેક પુસ્તકનું પોસ્ટેજ વી. પી. જુદુ. આઠ આનાથી ઓછા ઓર્ડર માટે પોસ્ટના ટીકીટ બીડવી.

**લખો:–જરીવાલા એન્ડ કું. બેગમપુરા–સુરત.**

---

આ પુસ્તકમાં ચાલુ વાર્તા સંસાર મંજરીના પાના ૬૫ થી ૯૬ સુધી સુરત ભાગાતલાવપર આવેલા "રાંદેર" પ્રીન્ટીંગ પ્રેસમાં રતીલાલ દુર્લભદાસે છાપ્યા. અને પાના ૧થી ૮ સુધી અને ટાઇટલ પેજ સુરત–ખપાટીયા ચકલા તાસવાળાની પોળમાં લક્ષ્મી નારાયણની વાડીમાં આવેલા **"જૈન વિજય"** પ્રીન્ટીંગ પ્રેસમાં **મુળચંદ કસનદાસ કાપડીઆ** એ છાપ્યાં અને **સુરત બેગમપુરામાંથી ચંપકલાલ ગીરધરલાલ જરીવાલાએ** પ્રસીધ્ધ કર્યું–